ૐ 51

# ભારત વર્ષ ભાગ ૩

# સમુન્નતિનો મંત્ર (માર્ગ)

દ્વિતીયાવૃત્તિ.

કર્તા-બ્રાહ્મણ ગ. પ્રે દેશાઇ (સુરત)
ઉન્નતિનું દ્વાર [ગદ્ય] ના અનુવાદક તથા ભારત વર્ષ
ભાગ ૧ કાવ્યના કર્તા અને પ્રકાશક
શિવાનંદ.

---

## નિર્દેશ

લેખકે આ કાવ્ય દ્વારે સમાજને ... કરી રહેલા અનેક સામાજિક અને વ્યકિતગત દોષો બતાવવા પ્રયાસ કર્યો છે. વિશેષે કરી સ્ત્રી સમાજની અવહેલના સમાજમાં બહુ લાંબા સમયથી થઇ રહેલી જોઇ એ ઉપર કાંઇક ઉગ્ર કટાક્ષ કરેલો છે.

શ્રી બ. ક. ...

---

ભલે આપો અતિ તાપો ભલે શસ્ત્રોથી કાપો
ભલે સ્થાપો નહીં સ્થાપો ભલે આપો અતિ શ્રાપો
કહ્યું છું સત્ય સત્યજ તે ભલે માનો નહીં માનો
ન માને શ્રેયની ચિંતા ન આશા પ્રેયની માનો

શિવાનંદ

સંવત ૧૯૮૭ મૂલ્ય આપનારની, શ્રદ્ધા-ભક્તિ.

ॐ

# અર્પણ.

## દેશાઈ રણછોડજી મંછારામ કાકા શ્રી

વ્યારા. (રાજ્ય વડોદરા)

દેશાઈ ભૂલાના કુટુમ્બે વિત્ત વય ઇત્યાદિમાં
શ્રેષ્ટ અન્ય ભલે ઠરે હું બાધ કરૂં તે મધ્ય મા
આ વંશ ભૂષણ આપ છો જે વંશ ઉદ્ભવ આં વપુ
સાધાર સ્વાનુભવ અતઃ સહ સાક્ષ્ય શિવ સાચું વદુ

મનજીત એષણા તીત છો પરહિતમાં પ્રિત ધારતા
સાહિત્ય દેશોન્નતિ પ્રગતિમાં પ્રિયતા સક્રિયતા
ના બાહ્ય ત્યાગી પૂર્ણ ના અપૂર્ણ ત્યાગી ઉરમાં
અતએવ અર્પણ આ કૃતિ છે આપશ્રીના ચર્ણમાં

વિદ્વાન ના વયવાન ના વિત્તવાનમાં છે નામ મા
ધીમાન્ મધ્યે સ્થાન ના ના નામ છે ગુણવાનમાં
વકતવ્ય મમ કૃતિ અર્પું છું એ સ્પષ્ટ છે ના શ્રેષ્ટતા
પણ શિષ્ટ સ્વશિષ્ટતાથી સ્વિકારશો છે માન્યતા

બ્રાહ્મણ ગ. પ્રે. દેશાઇ.

# સમુન્નતિનો મંત્ર

## (માર્ગ)

દ્વિતીયાવૃત્તિ.

કર્તા બ્રાહ્મણ ગ. પ્રે. દેશાઈ તે શિવાનંદ

ॐ સર્વ મયમ્ રૂપમ્—વિરજપ્ સદા સુખદા શિવમ્
નાસ્તિ યસ્યાભાવે શક્તિ સર્વ શક્તિ નિશ્ચિતમ્
એવમ્ અગમ્ય પ્રકાર અન્યે ધ્યાન ગમ્ય અસી ધ્રુવમ્
આ શક્તિ શિવને પૂર્ણ પ્રેમે બદ્ધ કર પ્રણુમામ્યહમ્ ૧

પશ્ચાત્ કર બદ્ધ આર્ત અતિવ થઇ કરૂં છું યાચના
કૃપયા કૃપા કણુની કરો મમ દેશ નર ફિર સ્થાપના
ભૂ ભાર્ત તલ નર તન ધરી હાયે કરે જે કામ એ
આ વ્યક્તિ અર્થે તે મહીં મનુજત્વનું ના નામ છે ૨

હા, અમે સ્વતંત્ર મા, જનમાં જનો જન મા ગણુ
શું પ્રયોગ ન યોગ્ય જે યોગે જનો જનમાં ભણુ
છે છે તજીને દર્પ અહથા આ કથન કર્ણે ધરે
છે સાધ્ય સદ્ય સકલ શિવેચ્છા સ્વપ્ને પણ શંકા ન છે. ૩

## સમુન્નતિનો મંત્ર

હાય હતૂ શ્રી વીહિન વિત્ત અમે અરી ક્ષીના થયા
કર કર્ણું મસ્તિષ્ક સર્વ શે સ્વ સત્વ શુન્ય થઇ ગયા
પરાવલમ્બિ પદે પદે તદપિ હૃદે લજ્જા નહીં
ઉત્ક્રાન્તિ જગ્તની નીર્ખિ વૃત્તિ પ્રગતિ અર્થ થતા કંઇ ૪

કરવા ક્રિયાત્મિક મંત્ર કોઇ અમે કવચિત હરે! જતા
પૂર્ણ સાફલ્ય સંભવે તત્રે વિફળતા લોકતા
સર્વ સ્થળે સૌ વિષયમાં સાફલ્યતા જેની હતી
ત્હેનાજ વંશજની અરે હર હર! ગતિ આશા થકી ૫

નિત્ય ભાર વહી વહી મ્રિયમાણ હાય થતા શ્રમે
તદપિ મનુષ્યો ચિત્ત અન્નાદિ ઉચિત સમે અમે
નહિ પામીયે એથી વિશેષ કનિષ્ટ કષ્ટ કહ્યું હશે
અઘ ઓઘ હારી અઘ અરેરે શું થયા શું થાય છે? ૬

ખાધી અનેક ખતા છતાં મિથ્યા મમત તજતા નથી
તજતા નથી કુપ્રથા અરે સ્વપ્ને સુપથ ધરતા નથી
કેવી વિલક્ષણ વિકૃતિ નર વ્યકિતની પ્રકૃતિમાં
સૃષ્ટા હશે આ વ્યકિતનો તે શું હશે નર નાથના ? ૭

અર્ભક હતા જે ગર્ભ એ તે વર્ગને શુદ્રા ગણે
અર્ધાંગ સદ્ગુરૂ મિત્રને પદત્રાણ વા દાસી ભણે
વાહ ઉકત વિચાર યુકતો આપને હું શું ગણું ?
નવ્ય પાશવ વ્યકિત નેવ નરો! ખલો વા નર ભણું ?

## સમુન્નતિનો મંત્ર

ડારવીન ડૉકટર વદે નર વાનરો થી છે થયા
કાળે ક્રમેથી દીર્ઘ એના પૂંછડાં ઉડી ગયા
યદ્યપિ આ હાસ્યસ્પદ તદપિ કથન છે એજ કે
શું વાનરત્વ સહે અવશ્ય નરત્વને સમ્બન્ધ છે? ૯

ઓડકી કરવા ત્હને મરવા ઘણી ઇચ્છા મને
આ વ્રત કરવા સિદ્ધ શું ઇચ્છે નરો પ્રાણાર્પણે
નર વ્યકિત છે સ્વાતંત્ર છે સ્વેચ્છાનુસાર કરે ભલે
કિન્તુ આવું વૈર આ જાતી પ્રતિ શાથી હશે? ૧૦

મનુજાકૃતિ વત્ આકૃતિ કિન્તુ મતિ કૃત્યો અરે
રે! નીર્ખંતા વદતા અમોને મનુજ ભય મન મમ ધરે
જે મનુજ અમને દનુજ વા ના પશુ ગણે જગતમાં
કેમ ત્હેનું નામ સજ્ઞો જન ગણે જન વર્ગમાં ૧૧

સહ સાક્ષિ સૂર્ય શશી વિબુધ બુધ વદું સત્યથી સત્ય કે
શ્રી વ્યકિતના અધિકાર હરવા કયાં હજી ડરીએ અમે
છે છેતરી છુંદી હજી પણ છુંદવું ના છોડતા
છે દીન જલ હીન્ મીન વત્ તદપી દયા ના ધારતા ૧૨

ક્ષમ્યતામ ! કૃપયા કૃપાબ્ધી ક્ષમ્યતામ હા ! ક્ષમ્યતામ્
અવશ્ય ક્રૂર કૂલઘ્ની અસિ નર વ્યકિત સત્ય વદામ્યહમ્
કિન્તુ અમારી કૃતિ પ્રતિ તું ભગવતી! મા ભાળજે
હે ક્ષમાબ્ધી ! કર ક્ષમા દુઃખ દાહ આદિક બાળજે ૧૩

છે ધર્મ પ્રાણ અવશ્ય આ વૃત વાત વિશ્વ વિદિત છે
અન્યાયનો આદર કર્યાથી થાય કષ્ટ કનિષ્ટ એ
પ્રાચીન ઋષિઓ મુક્ત સ્વરથી સર્વને આદેશ દે
આદેશ એ સૌ શ્રેયકર એમાં ન સંસય લેશ છે. ૧૪

પૂજ્યો વદે સૌ વ્યક્તિ નિત્યે પૂજવાનું સ્થાન છે
આ મુક્ત સ્વરનું ઋષિ પરાશરાદિકોનું ગાન છે
શ્રી સ્મૃતિ મનુજી તણીમાં અતિવ આને માન છે
વેદ વદે એવું ન શું પોરાણે મા પ્રમાણ છે ૧૫

વક્તવ્ય સૌ જાણી સહર્ષે સુસેવાનું સ્થાન છે
શું સત્ય પ્રતિકૂળ? ફળ ફળે ધ્રુવ શાન્તિ, સુખ કલ્યાણ એ
આ સત્ય માને સત્ય ના તો સત્યથી એ સત્ય કે
યોગથી દુર્દૈવના તત્ હત છે ધી ગત છે ૧૬

સકલોન્નતિ જે સત્ય સાધે મંત્ર તે અત્રે વદું.
માનો ન માનો માનનો અપમાનનો ભય મા ધરું
પટાન્તરાદિની પ્રથા પર શીઘ્ર અગ્નિ મુકજો
સૌ સૂળનું એ મૂળ એનું મગ્ન મૂળે કાપજો ૧૭

ભાત ભ્રાતા આ પ્રથાથી છે ત્હમારી દુર્દશા
હા, પૂર્વજોનાં જ્ઞાન ગૌરવ હત થયા વીશે વસા
કિન્તુ ન ચિંતા સ્વાર્થ હટ છોડી સહુયોગી થતા
ઉભયોન્નતિ હસ્તામલક છે અંશ છો કૃતજ્ઞના ૧૮

પ્રથમ સ્ત્રીને વૈયક્તિક અધિકાર સર્વે અર્પવા
સર્વે મનુષ્યોચિત પદ અધિકાર શીઘ્ર સમર્પવા
વાયસ દ્રગેથી એમના ચારિત્ર્યને જોવા નહીં
કટુ શબ્દ વા પુષ્પાદિથી કિંચિત્ વ્યથા કરવી નહીં ૧૯

ઉન્નત થવા ઉત્સુક તો આ માર્ગ મિત્ર અમોઘ છે
વર્તન કરો એ વત્ તો અતિ સમયનો સુયોગ છે,
છે ભૂત વત્ તસ્માત્ ભયં વ્યભિચાર આદિકનો હણો
સ્વાતંત્ર્ય શિક્ષા સૌખ્ય સ્ત્રીને અર્પતાં બંધના ગણો ૨૦

દુગ્ધદ સુખદ ગોથી ગુણી ઘણી સ્ત્રી ગુણી ગોમાં ગણે
છે ધિક્ક શતધા એમને જે સેવિકા શુદ્રા ભણે
દાસી ભણી દાસી ગણી રે ચોખ્ખી છે દાસી કરી
અધિકાર વણ અધિકારીના અધિકાર પશુતત્વે હરી ૨૧

દીનપતિ દ્રગ માંડે દીન સંતાપી ક્ષમ્ય નહીં કદા
નૃશંસ દંડ્ય પ્રભૂ તણા એ સત્ય માનો સર્વદા
કૃત કર્મ દંડ મળેથી દોષીદોષ દૈવ તણા કથે
આ રોષ સાથે અન્ય-શીરે સર્વદા દોષો મઢે ૨૨

દનુજત્વ છોડી જો નરો ન્યાયે ચરો સ્ત્રીઓ પ્રતિ
તો વિઘ્ન વિપદા દૂર હસ્તાધિન છે સર્વોન્નતિ
આ વચનથી કોઈ નરો કિંચિત્ વ્યસ્ત થશો નહીં
આશ્વસ્ત થઈ મહિમા વિચારો મહા મહિલાનો માંહી ૨૩

સ્વાતંત્ર્ય સ્ત્રીના હરણમાં પુરૂષત્વ સત્વ અરે ગણે
વા ધર્મ નીતિ આદિકોનું એ થકી રક્ષણ ભણે
તે બુદ્ધિ શત્રુ અર્થ અત્રે ખેદ છે એ અર્થ કે
સર્વોન્નતિનો એ કરે સ્વહસ્ત મૂલોચ્છેદ છે ૨૪

મમ માન્યતા ગર્વાન્ધ થઇ અધિકાર સ્ત્રીઓના હર્યા
તે પાપથી સુખ શાન્તિ સર્વે દેશને છોડી ગયા
ઉન્નત થવા ઉત્સુક તો સિધ્ધાંત આ સ્વિકૃત કરો
સન્માન સ્ત્રીઓનું કરો ભ્રાન્તિ તજો ભીતિ તજો ૨૫

સ્વતંત્ર શિક્ષિત સ્ત્રી નહીં ત્યાં સત્ય છે આ હૃય રહે
અવિચાર અંધાચાર એવું કોવિદાદિઓ કહે
એનાં ફળો એવાં ફળે જેથી હદે છે દાઝીયા
શું ભાર્ત ભૂમાં અત્રે તત્રે ના રૂદન ના રાજીયા ? ૨૬

વદને અમારે કાન્તિ મા મા શાન્તિ છે મનની મહીં
ભ્રાન્તિ પડે છીએ મનુજ વા એ સમા અન્યો કંઇ
સુખ શાન્તિ મનુષ્યોચિત્ત ઉન્નતિ આદિઓના સ્થાનમાં
ભય ભ્રાન્તિ ક્રાન્તિ દંભ આદિક છે અમારા વાસમાં ૨૭

છે સહસ્રો કોરટોને અર્થે ગાંઠે રોકડા
કિન્તુ સુકર્મે અર્પવા ક્યાં પાસમાં બે દોકડા
સેવન વ્યસન વિષયાદિમાં મા કો અમોથી શ્રેષ્ટ છે
દેશોન્નતિને સાધવા સૌથી અમે ન કનિષ્ટ કે ૨૮

શસ્ત્રાસ્ત્ર અર્થે વર વીરો યોગ્યો ભલે ગણશે નહીં
પણ હોટલોમાં બોટલોનાં તોડવા બુચો મહીં
કોણ બાજી હોડ સાથે જીતવામાં ફાવશે
આ મદ્યપી આદિ અમારી જગતમાં જય બોલશે! ૨૯

પ્રારબ્ધ વાદી હા, અમે પુરૂષાર્થના શત્રુ થયા
અર્પી ભવિષ્ય ભવિષ્યને અધઃ પતન સ્વતઃ થયા
લાગી ગૃહે અગ્નિ થયા પરતંત્ર ત્હેમાં શું થયું
કરવા નિયમ પાલન નિરિક્ષણ આદિનું દુઃખ ના રહ્યું ૩૦

જલાંજલી સદુદ્યોગને ને ભક્ત ભાગ્ય તણા થયા
પણ વિષય સાધન યુક્ત વિષને સાધવા સાવધ રહ્યા
હા! પોલમય હમ્ ઢોલ તદ્વત્ હાય દૈવ અમે થયા
આલસ્યથી મૃતવત્ છતાં રે શું અમે મૃત ના થયા ૩૧

ન કામની સર્વે સમસ્યા કામનીમાં કામની
કૃત્ય મધ્યે કંસને કથીએ કથા શ્રી કૃષ્ણની
અન્યાય પર પ્રીતિ ઘણી ઘૃણા ગુલામીમાં નથી
લીધી નથી બીતી કદાચારી થતા લેતા નથી ૩૨

છો ગૃહી કર કર્મધ્વજને કર્મ રત આવી કરી
છો કરે યત્નો સજગ કરવા અમોને શ્રમ ધરી
કિન્તુ તેઓ લાત આદિક ના અમારી ખાય છે?
વા કૃષ્ણ ચંદ્ર લલાટ ના ના યમને અર્પણ થાય કે? ૩૩

યુત યુવા વિધવા સુતાદિક છે ઉપસ્થિત ભુવનમાં
ન્યાય હેને અર્પવા કિંચિત્ ચિંતા ચિત્ત ના
પણ અમે વર બાળુડા થઈ પાંશરે વરવા જતા
વય બારનીને બાયડી વહતા ન ડરતા લાજતા 34

રૂઢિ આદિ બળે પછી હિત પંથ બીના સેવતા
રે ! તાડનાદિ અકર્મથી એ પતિવૃત પળાવતા
અર્પી કષ્ટ અનેક પુરૂષો વૃત્તિ નીજની પોષતા
ને સ્વપ્નમાં પણ સ્વલ્પ આ કર્મો સપાપ ન માનતા 35

સૌંદર્ય યુત ના ના સુખદ વહિને અતિ ચીઓ કરે
રે ! કર્મ પતિને કરે અતિ ભીતી ન યત્ કિંચિત ઘરે
હરિણાક્ષણાથી કિન્તુ કિંચિત્ એમને કારણ મળે
તો ભતૃહરિ વત્ પશુ પણાનું એ પ્રદર્શન પણ ભરે 36

સ્વાર્થાન્ધ નામે ધર્મના કરવા અનંગોપાસના
વા અન્ય એવા અધમ કર્મો સિદ્ધ કરવા વિશ્વમાં
જન્મો ઉભય લલના તણા હા, નષ્ટ કોણ કરે અરે !
હું વદું શું શાક્ય સિંહ સહ ઉર વદે નર વ્યક્તિ છે. 37

જેના ફળો એવાં ફળે કે દે વિષમ વિષ વિશ્વને
તે બીજ રોપી પોષનારી વ્યકિત જગતે કોણ છે ?
હું ના વદું પણ મમ હૃદે તો મુક્ત શંકો એ વદે
એ પુત્ર ઋષિઓના અમે ભૂ ભરત વાસીઓ અમે

અશ્વો પ્રજાપતિના થકી પણ અધમતા ના આ વિધે!
મપૂર્ણ પશુતા પૂર્ણ પશુનું નૃત્ય ના આ શું અરે!
મરવું સ્વયમ્ પણ અન્યને હણવાનું વ્રત ન આ હરે!
શું અધમતાનું સીમોલંઘન નહીં આ ભગવતે! ૩૯

અમને પશુ ન કહે કહો તે ના પશુ શી રીતથી?
તે ભ્રષ્ટ ભાવ ક્યા હશે જે ના ભજ્યા ભજતા નથી?
રે! તે કુપંથ કયા હશે જ્યાં ના ગયા જઇએ નહીં
રે! તે અકર્મ કયા કરે આ ના કર્યા કરતા નહીં ૪૦

અધ મુકિત અર્થે યુકત સુકિત વિહિત સુકિત એજ કે
શીઘ્ર રત ઋતમાં થવું આ દક્ષ ગણુ આદેશ દે
સહ દીનતા કરતા ક્ષમાની યાચના સદયો સદા
શીઘ્ર સત્ય કરે ક્ષમા કર્ત્તાય પણુ કરતા કૃપા ૪૧

તાત્પર્ય દુષણુ દોષથી મુકિત તણી ઇચ્છા કરો
**સ્વરાજ્ય કરવાની અતઃ કોઇ મહેચ્છા જો ધરો**
તો ન્યાય અર્પો શીઘ્ર ઓને ગર્વને સંહારજો
પશ્ચાત્ બધ્ધ કરી કરો પ્રતિકાર નિમ્ન સ્વિકારજો ૪૨

હે સદા સદયા! સખી હે શાન્તિ સુખદા હે ગુરૂ!
સુત ક્રિયતા કર્તવ્ય કર કર ધર ક્ષમા અઘની કુરૂ
ત્રાહિ ત્રાહિ દયાબ્ધી નિશિદિન દેશ ડુબતો જાય છે.
પાહિ પાહિ વિનાશના હા ચિન્હ સમીપ જણાય છે ૪૩

અન્યાય અત્યાચાર રે રે જે તમો પ્રત્યે કર્યા
દૌર્બલ્ય દારિદ્ર દંભ આદિક છે ફળો અમને ફળ્યા
વદને અમારે કાન્તિ ના શાન્તિ તણું છે નામ મા
ધી સાથ સ્નાન સમ્બન્ધ મા શ્રી શુન્યમાં છે વાસમાં ૪૪

ધ્રુવ ધર્મરત ધ્રુવજી અને અભિમન્યુ સમ બાળો દઇ
ને ભીમ ભીષ્માદિ દઈ ઉત્કર્ષ કર મહીની મહીં
જે સર્વ દેશી વા વિદેશી આત્મવત્ ધણી ભૂતને
ઉન્નતં કરે સૌને અતઃ સૌના હરે ભવ રૂજને ૪૫

શરળા સદા સદયા સદાશય સધ દોષ વિસારશે
દઈ રત્ન ગર્ભા રત્ન ગર્ભા તાપ ત્રયને ટાળશે
આ સાક્ષ્ય અંતઃકર્ણની ને વ્યકત અત્રે જે કરી
અનૃત તે વદવા સમર્થ ન સ્વપ્ને શિવ કિંવાહરી ૪૬

શું સત્યથી ના સત્ય એ એ માત વ્યાસાદિ તણિ ?
એ ના સખી સુલભાદિની લક્ષ્મી ન ચૈતન્ય દેશની !
છે ભાગ્ય ભાસ્કરની ઉષા શ્રી કોવિદાદિએ કવી
જ્યાં એ ઉષાંનો ઉદય ના ત્યાં શ્રેય આશા મૃતઅસિ ૪૭

શ્રીમંતના માનાદિની આ હૃદયને ઇચ્છા નથી
ને કાન્તિ કિર્તિ આદિ એ છોને વિદુર જતી વહી
સ્વરાજયના શુભ યોગનો વિયોગ છો થાએ અતિ
ભવ ભીમ ભય ભક્ષક યોગની પણ ઇતિ શ્રી છો થતી ૪૮

## સમુન્નતિનો મંત્ર

ઓ બાપ આપને પાર્થના કૃપયા કૃપાળુ આપને
આ દીન ભારત ભૂ હવે તો તું દયા દગે દર્શને
તે શ્રી બદુની મા સતી શિરોમણી અહલ્યા સતી
તારાદિથી ભર વૃત આ મમ એ વિનમ્ર છે વિનતી ૪૯

સ્વાત્મ ગૌરવ ભિન્ન કૈકેયી અતઃ શ્રી દ્રૌપદી
અંઘર્ષિ પત્ની પૂજ્ય શ્રી પત્ની કવિ કાલિ તણી
તેમ મા શ્રી વ્યાસજી આચાર્ય શંકર આદિની
વત્થી સભર ભર વૃત આ આ મમ પુનઃ છે વિનતી ૫૦

કવિ કોવિદાદિ વ્યકિતની વદું સત્ય સત્ય અશકિત
પણ સૃષ્ટિ સેવા સાધવા અર્થે હૃદયમાં ભકિત છે
તસ્માત્ અત્યુત્કટ યુકિતનીજ અત્રે નિયુંકિત છે
વશ પ્રકૃતિ કો છો વદે એ સૂકિત ના સુખ મૂકિત છે. ૫૧

દુર્ભાગ્યોદયમાં દેશના શું ન્યુન્યતા લવ લેશકે
થાએ કલેશ વિશેષ કર્મો તે નરો શિર શેષ છે
તસ્માત્ ભદ્રમ્ ભદ્ર છો આ ભાવ ભદ્ર ગણે નહીં
હે પાઠકો ! આ ખંડની અત્રે ઇતિશ્રી છે થઇ ૫૨

શિવાનંદ.

ॐ

# વિશેષ દ્રષ્ટવ્ય

શિક્ષિત સમૂહ સહમત સ્વિકૃત કરે છે કે:— અન્યાય -અત્યાચારનો આદર કરવો એનો યથાર્થ અર્થ દુર્દિનને દર્શાણાર્થે આમંત્રણ કરવું એ છે.

વિશ્વંભરનો ભવ્ય વિભૂતિ ભંડાર, આદર્શ શ્રી કૃષ્ણ ભગવાન્ અતઃ દયાંમૂર્તિ બુદ્ધ દેવની લીલાસ્થલી ભાર્તભૂમીમાં **त्राहिमाम् पाहिमाम्** નાં જે હૃદયદ્રાવક કરૂણનાદ કર્ણગોચર થાય છે તે, આ પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે એ કયા પાપનું ફળ છે ?

હાયરે દુર્બુદ્ધિ ! લાજ ને પણ લાજ લાગે રે ! દૈત્યને પણ દયા આવે એવાં કુકર્મો ત્હેં પુરૂષો પાસે નથી કરાવ્યા ? હા, દુર્દૈવ ! કુસુમ કળી સમ કોમળ એવમ્ ગંગોદકવત્ દીકરીઓને અમે દુધ પીતી નથી કરી? રે! અદ્યપિ યુક્ત ઘોર પાપથી ભારત વર્ષ પુર્ણ મુક્ત છે ? અરેરે ! એ પુજ્ય જાતિને સતી કરવાને નામે; બળાત્કારે જીવતીને જીવતી નથી બાળી ? અનિવાર્ય વૈધવ્યાદિ, એનાં મનુષ્યોચિત્ પદધિકારનું મુલ્લોચ્છેદક નથી કે ? **હા દૈવ !**

પાઠક ! વૃદ્ધત્વ દિ કારણે આ કથન ઇષ્ટ ન લાગે તો શ્રવણ ન કરશો કિન્તુ વિરૂદ્ધ વિચારાચાર પ્રત્યે યમ—અગ્નિ થવું ઇષ્ટ નથી.

## સમુન્નતિનો મંત્ર.

વાચક ! યુવક હોય તો **ન સ્ત્રી સ્વાતંત્ર્ય મર્હતિ** આ મહા ભયાવહ વચનને વાયસ વિષ્ટાવત્ ત્યજ અતઃ સ્ત્રી જાતિને માન, સ્વતંત્રતા આપવા કટીબદ્ધ થા.

પાઠિકાઓ ! પુરૂષની દાસી, કે પગનો જોડો થવાની કે વાંદરી પેઠે પુરૂષોના હાથમાં નાચવાની શિક્ષા આપનાર ગ્રંથ પંથાદિનું મુલ્લોચ્છેદન કરી મનુષ્ય-દેવી થવા કટીબધ્ધ થઇ પ્રાણાર્પણે પણ સ્ત્રીત્વ ગૌરવ પ્રાપ્ત કર. ઇતિ શિવેચ્છા સહ  શાન્તિઃ

આ રચના; પુર્વાશ્રમમાં ઘણા વર્ષ ઉપર કરેલી હોવાથી કર્ત્તાનું નામ તેજ રાખ્યું છે.

**શિવાનંદ.**

**લીલાપુર (રાજ્ય લખતર)ના શ્રીયુત પટેલ મનજીભાઈ કેશવજીભાઈ તરફથી મળેલા દાનમાંથી આ આવૃત્તિછપાવી છે. ઉકત દાન દક્ષનો દેશ સેવા ભાવ અતિવ શ્રેષ્ઠ હોવાથી હૃદય પૂર્વક ધન્યવાદ આપું છું.**

